

# શ્રી ગીતા ગુણાનુવાદ.

बालकानां यथा माता तथा गीता हितावहा ।
अमेध्य हारिणी सद्यः स्वहृद्यामृतदायिनी ॥

અર્થ—જે પ્રમાણે માતા પોતાના બાળકોનું સદૈવ હિત કરે છે, અને અમેધ્ય-મલ મૂત્રાદિ વસ્તુઓને હાથે ઉપાડીને ફેંકી દે છે, તથા પોતાના હૃદયસ્થ સ્તનનું દૂધ પીવડાવે છે, તે પ્રમાણે ગીતા માતા પણ પોતાનાં બાળકો (અજ્ઞાનીઓ)નું સદૈવ કલ્યાણ કરે છે અને અમેધ્ય (દોષ) અજ્ઞાનને દૂર કરી દે છે તથા સ્વ યાને આત્મા અને તેજ પરબ્રહ્મ, તેનું જે હિત અમૃત (મોક્ષ અથવા ભક્તિ) છે તે આપે છે.

સંવત ૧૯૮૨ — પ્રતિ. ૫૦૦
આવૃત્તિ પહેલી.

કરાંચી મુંબઈ પ્રેસ, મનોહર બિલ્ડીંગમાં ન. જ. દવેએ છાપ્યું.

પ્રકાશક—
શાસ્ત્રી વિશ્વનાથ હરજીવન
ગીતા પાઠશાળા—કરાંચી.



# પ્રસ્તાવના.

શ્રી કૃષ્ણચંદ્ર પ્રભુનાં તત્વ વાકયોથી દીપતું ભગવદ્‌ગીતા એ આપણું અલૌકિક પૂજ્ય શાસ્ત્ર છે. એનું ગૌરવ માત્ર હિંદુ ધર્મની દૃષ્ટિએ નહિ પરંતુ સંસારનાં સમસ્ત વિધર્મીઓએ પણ આદરથી નિહાળી મુક્ત કંઠે આ ગીતા શાસ્ત્રની સ્તુતિ કરી છે. આપણા ભારતવર્ષમાં તો એનું પઠન પાઠન (પારાયણ) આબાલવૃદ્ધ પર્યન્ત પ્રેમથી કરેછે. આવા સુમંગલ ગીતા શાસ્ત્રનાં ગુણ મહિમાના દિવ્ય ભાવ ગીતો દ્વારા પ્રકટ કરવા મારી કેટલોક સમય થયાં ઉત્કંઠા હતી જેથી સર્વ કોઇ નાની બાળાથી લઇ પ્રત્યેક બેનો પ્રેમથી આ ગીતો ગાઇ ગીતાનો મહિમા સમજી શકે. આ લઘુ પુસ્તકમાં રચેલાં કાવ્યો આવી પૂજ્ય ભાવનાનું ફળ છે, એમને પ્રગટ કરવા મને અનેક બેનો તરફથી આગ્રહ થતાં મને તેમ કરવા આજે મંગલ પ્રસંગ પ્રાપ્ત થયો એ અત્યંત આનંદજનક છે. પવિત્ર પુરૂષોત્તમ માસમાં આ કાવ્ય છપાઇ પ્રગટ કરવાનો લ્હાવ મળે છે એ પ્રભુ કૃપાનું શુભ ચિન્હ છે. પરમાત્માની કૃતિનું કોઇ વર્ણન કરવા શક્તિમાન નથી. વેદો પણ નેતિ નેતિ કહી વિરામે છે ત્યાં મારા જેવા અલ્પજ્ઞ પામરનું શું ગજું? પ્રભુ ચરણમાં ફુલ પાંખડી રૂપ આ કાવ્યો એ મારો નવીન પ્રયત્ન છે. વળી

એ એક સ્ત્રી રચિત કાવ્ય કૃતિ છે એટલે આ કાવ્યોનું સુશિક્ષિત બેનો હંસક્ષીર ન્યાયથી પરિશીલન કરી પ્રેમથી નિહાળી, થયેલ દોષો ઉપર ક્ષમા દૃષ્ટિ કરી મારા ઉત્સાહને વધાવી લઈ મને કૃતાર્થ કરશો, એજ ઇચ્છનાર—

| | |
|---|---|
| વિક્રમાર્ક સવંત્ ૧૯૮૨ | ગીતાનુરાગી, |
| શ્રી પુરૂષોત્તમ માસ કમળા | સૌ. બેન નાં |
| કૃષ્ણ એકાદશી ગુરૂવાર | જયદેવ. |



# શ્રી ગીતા ગુણાનુવાદ.

## શ્રી ગીતા ધ્યાન.

( નટવર વસંત રાગ. )

હે આર્ય ભગીની દેવ વાણી સુણો, દેવ વાણી સુણો
દોષ દીલના હણો, હે આર્ય ભગીની, દેવ વાણી સુણો

સાખી.

ઉપદેશી અર્જુનને, શ્રી કૃષ્ણે સુખકાર
આદી શ્રી વ્યાસે રચી, કાવ્ય વિષે સુપ્રકાર
મહા ભારતના યુદ્ધમાં થયા'તાં ભાષણો—હે૦

સાખી.

અદ્વૈતામૃત વર્ષિણી, ભગવદ્‌ગીતા માત
અષ્ટાદશ અધ્યાયથી, દેવી રૂપ સાક્ષાત
તારે શરણે છું હાથ ગૃહો દીન તણો હે૦

સાખી.

કમળ સમા નેત્રો દીપે, બુદ્ધી જેની વિશાળ
આદી મુની નમું વ્યાસને પ્રણમું વારંવાર
ગીતા જ્ઞાન રૂપ દીપ કર્યો, દીવ્ય જ્યોતીનો—હે૦

સાખી.

શરણાગત વત્સલ પ્રભુ, હંટર કર ધરનાર
જ્ઞાન નીધી નમું આપને, ગીતામૃત દહોનાર
સર્વ ઉપનિષદ રૂપ દીવ્ય ધેનુ કરી, એવા જ્ઞાનેશ્વર કૃષ્ણચંદ્ર
પ્રણમું હરિ, પ્રણમું હરિ, દોષ નાખજો દળી—એવા૦

## સાખી.

દ્હોનારા શ્રીકૃષ્ણજી, ગીતામૃત રૂપ દુધ
પાન કરે ભડ અર્જુન, તે વિષે તદ્દરૂપ
કંસ ચાણુર આદી દુષ્ટ નાખતા દળી—એવા૦

## સાખી.

વસુદેવ સુત પ્રભુ, દેવકી પરમાનંદ
જગદ્દગુરૂને હું નમું, સત ચિત ઘન સુખકંદ
ઘનશ્યામ રૂપ શુભ શોભે સુરત સાવરી-એવા૦

## સાખી.

મૂક-જનો વાણી વદે, વિના ચર્ણ ગતિ થાય
કૃપા કરી ઉદ્ધારિયા પાંડવને કરી સહાય
દેવ દાનવ માનવ વેદ પાર પામતા નથી—એવા૦

---

# શ્રી ગીતા દેવી પૂજન.



ચાલો પ્રભુની વાણી પૂજવા રે લોલ
ભગવદ્ ગીતાજી નામ જો—ચાલો૦ ટેક.
ગીતાને વિશ્વ બધું પૂજતુંરે લોલ
ગીતાથી શાન્તિ સુખ પમાય જો—ચાલો૦
કર્મ ભક્તિ જ્ઞાનથી, વિરાજતી રે લોલ
ભણતાં મનુષ્ય દેવ થાય જો—ચાલો૦

શ્રવણ પઠન થકી દેવી રીઝતાં રે લોલ
નથી ધુપ દીપ તણું કામ જો-ચાલો૦
શુધ ભાવે રૂપ પ્રેમ પાંખડી રે લોલ
સ્નેહ થકી ભરી હૃદય છાબ જો ચાલો૦
પારાયણ પ્રેમની પુષ્પાંજલી રે લોલ
ગાઇ પરમ તત્વને પમાયજો-ચાલો૦

---

# શ્રી ગીતા ગુણ કીર્તન.

હે ગીતાજી તારા ગુણ કીર્તનથી જીવ શિવ થાય છે
તારા શ્રવણ થકી ત્રિવિધ તણા તાપોજ વિલાઇ જાય છે,
જેમ ગુરૂમાંહી સહુ દેવ વસે તેમ શાસ્ત્ર સર્વ તુજમાં નિશ્ચે
એવું સિદ્ધ કર્યું છે શ્રીપતિએ-હે ગીતાજી૦ ૧
આ જગમાં શાસ્ત્ર અનેકજ છે, સૌ સૌમાં કાંઇક વિશેષજ છે
પણ તું તો અલૌકિક એકજ છે-હે ગીતાજી૦
જ્યાં ગીતાજીનો વાસ હશે, જ્યાં ગીતાનો અભ્યાસ થશે
પ્રભુ કહે ત્યાં હું વસું છું નિશ્ચે-હે ગીતાજી૦
સદ્‌ભાવ થકી ગીતા ભણજો માનવ જીવન સાર્થક કરજો
મારી નમ્ર મૃદુ વિનતિ સુણજો-હે ગીતાજી૦

---

# "શ્રી અવતાર યોગ."



શ્રી ભગવાન બોલ્યા પ્રીતે રે-ભણજો ગીતાજી
જેથી થાય જીવોનું હીત રે-ભણજો ગીતાજી
પ્રથમ યોગ આ મેં મરમાળો-ભણજો ગીતાજી
કહ્યો સુર્યને મેં, સુરસાળો-ભણજો ગીતાજી
પછી મનુને સુર્યે કીધો રે-ભણજો ગીતાજી
મનુએ ઇક્ષ્વાકુને દીધો રે-ભણજો ગીતાજી
એવી રીતે થયેલો પ્રાપ્ત રે-ભણજો ગીતાજી
એના થકી રાજ રૂષીયો સુજ્ઞાત રે-ભણજો ગીતાજી
તે કાળે જાતાં નાશ પામ્યો રે-ભણજો ગીતાજી
તારી પાસે કહેવા મેં વિચાર્યો રે-ભણજો ગીતાજી
મારો મિત્ર ને ભક્ત તું થાતો રે-ભણજો ગીતાજી
કહેવા તુજને પવિત્ર યોગ આતો રે-ભણજો ગીતાજી
ધર્મ નાશથી અધર્મ વધી જાતે રે-ભણજો ગીતાજી
ત્યારે નિર્ગુણ હું સગુણ રૂપ થાતો રે-ભણજો ગીતાજી
ધર્મ સ્થાપું, દુષ્ટોને સંહારૂં રે-ભણજો ગીતાજી
સુજનો તારૂં ને ધર્મ પ્રસારૂં રે-ભણજો ગીતાજી
મારા જન્મ કર્મને જે દીવ્ય જાણે રે-ભણજો ગીતાજી
કર્મ જાળથી છુટીને, મને પામે-ભણજો ગીતાજી

## "અભ્યાસ ફલ."

દિનકર આ બોધ હૃદયે ધારજો
ગીતાજી ભણજો
શાન્તિને સુખ તેથી પામશો
ગીતાજી ભણજો
ગીતાથી મુક્તિ મળશે, અંતર પરિતાપો ટળશે
સ્વદેહે સ્વર્ગ અહીં નીહાળશો—ગીતાજી૦
કૃષ્ણરૂપે વિષ્ણુએ પ્રેમેથી કહી અર્જુનને
માન મદ મોહ શત્રુ ટાળવા—ગીતાજી૦
હૃદયે જ્ઞાનોદય થાશે, ષડ્ રિપુનો નાશજ થાશે
ઇશ્વરમય આ જગત નિહાળશો—ગીતાજી૦

---

## ગીતા મહિમા.

ગીતાનો મહિમા અપરંપાર
ગીતાજી સાંભળતાં રહે જે થાય સફળ સંસાર
સ્વધર્મ વીણુ મનાયે માનવ મૂર્ખ તણો સરદાર—ગીતાનો૦
સર્વ શાસ્ત્રના સાર રૂપ એક ગીતા શાસ્ત્રજ જાણો
ભવસાગર સુકાન તમે એક ભગવદ્‌ગીતા માનો
જીવનમાં મુક્તિને દેનાર—ગીતાનો૦

---

# ગીતાજી વિષયે સંવાદ.



## स्तुति

सर्वोपनिषद् सु गौधन दुग्ध सुधा
गोपाळ नंदन प्रभुजी प्रीतिथी दोता
पार्युं धनुर्धर धनंजय आदी पीता
कर्मानुमुक्ति पद प्रेरक गूढ गीता
गाया करो फरी फरी वळी एज गीता
विस्तार शास्त्र बहुनाथी वळ्युं शुं बीजा
श्री मुख पंकजथी गंग सरी सरीता
कर्मानुमुक्ति पद प्रेरक गूढ गीता

રમા—બ્હેન, આ કોની સ્તુતિ કરી ?

સુભદ્રા—હે બ્હેન, અદ્વૈત અમૃત વર્ષાવનાર શ્રીમદ્‌ભગવદ્‌ ગીતાની.

રમા—બ્હેન, હું હમણા થોડો વખત થયા આપણી શાળામાં અભ્યાસ કરવા આવુંછું ત્યાં નાની બાળાઓ શ્રીગીતાજીનું મુક્તકંઠે પારાયણ કરેછે તથા મોટી બાળાઓ ગીતાજીના અર્થ સમજી અભ્યાસ કરેછે તે જોઇને મને અતૂલ આનંદ ઉત્પન્ન થાય છે, અલ્પ

સમયના અભ્યાસને લીધે હું તેમાંનું કંઇ સમજી શકતી નથી; તમે મને સમજાવવાની કૃપા કરશો?

સુભદ્રા—ઘણી ખુશીથી સમજાવીશ. હાલની આર્ય બાળાઓનાં જીવન તપાસતાં તેનામાં ધાર્મિક વિચારો અને ધર્મના સંસ્કારો અલ્પ પ્રમાણમાં પણ જોવામાં આવતા નથી તે જોઇને મને ઘણો ખેદ થાય છે પણ તમારા ધાર્મિક શિક્ષણ મેળવેલા નિર્મળ ચિત્તના વિચારો સાંભળતાં મને અપાર હર્ષ થયો છે અને આશા છે કે આપણો અજ્ઞાનમાં ડુબેલો દેશ ફરી જ્ઞાનવાન થઇ શકશે. હવે કહો જોઇએ, હું તમને શું સમજાવું?

રમા—એક તો મને એ નથી સમજાતું કે શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના કર્તા કોણ અને તેની રચના શા માટે થઇ છે?

સુભદ્રા—વાહ, બહુ મઝનો સવાલ છે! તેના કર્તા શ્રી કૃષ્ણ ભગવાન પોતે; જ્યારે પાંડવોએ શ્રીકૃષ્ણને દુર્યોધન પાસે સલાહ કરવા મોકલ્યા પણ દુર્યોધનનો વિનાશ પાસે હોવાથી તેણે ઇશ્વરની એક પણ હિત શીખામણ ધ્યાનમાં લીધી નહિ અને યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો: ગીતાજીની રચના એ વખતે અર્જુનનું અજ્ઞાન દુર કરવા માટે અને ભવિષ્યમાં થનારી પ્રજાના ઉદ્ધાર માટે થઇ હતી.

રમા—આવું નિર્મળ જ્ઞાન સાંભળતાં મને તૃપ્તિ થતી નથી. અર્જુનને અજ્ઞાન કેમ થયું અને ઇશ્વરે ઉપદેશ કેમ કર્યો તે સાંભળવાની મારી ઇચ્છા છે.

સુભદ્રા—જો સાંભળ બ્હેન, રમા. હવે તેજ વાત હું તને સંક્ષેપમાં કહું છું: જ્યારે ધર્મના સ્થળ રૂપ કુરૂ ક્ષેત્રમાં પાંડવો અને કૌરવો લડવા માટે રણમાં એકઠા થયા ત્યારે ભાઇઓને લડવા આવેલા જોઇને અર્જુનનું હૃદય દયાથી ભરાઇ આવ્યું અને હું નહિ લડું એમ નીચે પ્રમાણે કહ્યું:—

રાગ વૈતાલીય.

સ્વજનો અહિં દેખી કૃષ્ણ આ, સહુ ઉભા રણ યુદ્ધ ઇચ્છતા
ગળી આ મુજ ગાત્ર જાય છે, મુખ મારૂંજ સુકાઇ જાયછે
મુજ કાય શી કંપી જાય છે, વળી રોમાવાળી ઉભી થાય છે
સરી ગાંડીવ જાય હાથથી, બળી જાયેજ વળી ત્વચા બધી
ન ઉભો રહી હું અહીં શકું, મન જાણયે શું ભમી ભમી જતું
વડીલો વળી ગુરૂઓ અહો, સહુ મામાય તથા પીતામહો
સુત ને સહુ સુતના સુતો, વળી શાળા સસરા સંબધીઓ
મધુસૂદન એ મને હણે નહીં, ઇચ્છું હણવા હું એમને?
કદી રાજ્ય મળે ત્રિલોકનું, નહીં તોયે પછી પૃથ્વી કાજ શું.
હણીને નિજબંધુ કૌરવો, અમને તે પ્રભુ થાય હર્ષ શો?

બ્હેન, આવી રીતે અર્જુનને અજ્ઞાન થયું હતું. હવે ઇશ્વરે ઉપદેશ કેમ કર્યો તે વિષે હું તમને કહું છું:—

श्रीभगवानुवाच

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञा वादांश्च भाषसे
गता सून गतासूंश्च नानु शोचंति पंडिताः   २–११
न त्वेवाहं जातुनासं न त्वं नेमे जनाधिपाः
न चैव न भविष्यामः सर्वे वयमतः परम्  १२
अविनाशि तु तद्विद्धि येन सर्व मिदं ततम्
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तु मर्हति  १७
न जायते म्रियते वा कदा
चिन्नायं भूत्वा भविता वा न भूयः
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे   २०
वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम्
कथं स पुरुषः पार्थ कं घातयति हंतिकम्  २१
वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि
तथा शरीराणि विहाय जीर्णा
न्यन्यानि संयाति नवानि देही   २२

नैनं छिंदंति शस्त्राणि, नैनं दहति पावकः
न चैनं क्लेदयंत्यापो, न शोषयति मारुतः   २३
अच्छेद्योयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च
नित्यः सर्वगतः स्थाणु रचलोऽयं सनातनः   २४
द्रोण च भीष्मं च जयद्रथं च
कर्णं तथान्यानपियोधवीरान्
मया हतास्त्वं जहि मा व्यथिष्ठाः
युद्धयस्व जेताऽसि रणे सपत्नान्   ११-३४
कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन
मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि   २-४७

સુભદ્રા—આવી રીતે ધણીએ જ્ઞાનોપદેશ કર્યો હતો પણ તે બધું મારા જેવી અલ્પજ્ઞથી કહી ન શકાય કારણ કે ઇશ્વરની કૃતિને કોઇ પ્હોંચી શકતું નથી, વેદો પણ તેને નેતિ નેતિ કહે છે. આ ઉપદેશથી અર્જુનનું અજ્ઞાન ટળી ગયું હતું અને "હું સ્વસ્થ થયો છું અને તમારૂં વચન પાળીશ" એમ ઇશ્વરને કહ્યું હતું.

રમા—બ્હેન તેં મારો સંદેહ ટાળી આ ઉત્તમ સંવાદ કહ્યો તે માટે હું ત્હારો ઉપકાર માનું છું.

સુભદ્રા — બ્હેન, એમાં ઉપકાર માનવા જેવું કાંઇ નથી હવે પ્રાર્થનાનો વખત થયો છે માટે ચાલો એજ ભગવદ્ ગીતાના એકાદશાધ્યાયમાં શ્રી કૃષ્ણ પરમાત્માનું વિશ્વ સ્વરૂપ જોઇ અર્જુન ગદગદ્ કંઠે ગાએલી ઇશ્વરસ્તુતિ આપણે પણ કરીયે :

* * * *

---

## "શ્રી ગીતાજીની આરતી."



જય ભગવદ્ ગીતા મા જય ભગવદ્ ગીતા
અદ્વૈતામૃત વર્ષિણી જય મુક્તિ દાતા—જય૦ ૧
વિષાદગ્રસ્ત અર્જુન પ્રભુ પાસે બોલ્યા—
ગુરૂ બંધુ નહિ મારૂં કહી ધનુષ મેલ્યાં—જય૦ ૨
સત્ય ધર્મ ઉપદેશ કરીને ભ્રમ ભાગ્યો
પ્રભુ વાણી રૂપ દેવી સુણતાં ઝટ જાગ્યો—જય૦ ૩
આપતણા અનુગ્રહથી જનક આદિરાજા
ભવ બંધનથી છુટ્યા, મુક્તિને પામ્યા—જય૦ ૪
ગીતાજીની આરતી, મા જે ભાવે ગાશે
તે તત્ત્વને પામી ઇશ્વરમય થાશે—જય૦ ૫

